# શ્રી
# ભજનસાગર.

गिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
वरशाखालेखिनी पत्रमुर्वी ।
ते यदि गृहीत्वा शारदा सर्वकालं
दपि तव गुणानामीश पारं न याति ॥ १ ॥

સિતગીરી પર્વતના જેટલી સાહી હોય, મહા
સાગર જેવડો ખડીયો હોય, સર્વે દેવતાઇ
ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના
પડ જેવડો કાગળ હોય, અને સર્વથી
સરસમાં સરસ લખવાવાળી શા-
રદા સદાકાળ લખ્યા કરે, તો
પણ, હે ઇશ્વર ! ત્હારા
ગુણનો પાર આવે
નહીં.

આવૃત્તિ બીજી પ્રત ૩૦૦૦

 કિંમત એક પૈસો

ૐ

# નારાયણ નારાયણ

હે પ્રભુ, તમે એક છો, અખંડ છો, અનંત છો, વ્યાપક છો, નિર્વિકાર છો, સર્વાધાર છો, સકળ વિશ્વના સ્વામી છો, અને સર્વ શકિતમાન છો. તમે સર્વ ગુણોના નિધિ છો, તમે દયાના સાગર છો, અને તમે અધમ ઉદ્ધારણ છો. તમારો મહિમા અગાધ છે, તમારૂં ડહાપણ અપાર છે, તમે રાજાઓના રાજા તથા દેવોના પણ દેવ છો, અને તમારી અકળ ગતિનો કોઇ પાર પામી શકતું નથી. હે મહામંગળકારી અખંડ સચ્ચિદાનંદ પરમ કૃપાળુ પવિત્ર પિતા મહાન્ ઇશ્વર! તમારા એવા ગુણો ને મ્હોટાઇમાં મ્હારૂં મન લય કરવા માટે અને તમારી સત્ય સેવા કરવાને ખાતર, શુદ્ધ અંતઃકરણના પ્રેમથી માનપુર્વક હજારો હજાર દંડવત્ પ્રણામ કરૂં છું.



# परमात्मने नमः

## ( દોહરો )

રામ નામકી લુટ હૈ, લુટ શકે તો લુટ;
અંતકાળ પસ્તાયગો, પ્રાણ જાયગો છુટ.

१

.. અમે વહેવારીયા, શ્રી રામનામના રે (ટેક)
રી આવે છે બધા ગામ ગામના રે–સંતો૦
ારૂં વસાણું સંતો, સૌ કોને ભાવે (૨)
ારે વરણ જેને હોરવાને આવે સંતો૦
ા કરોડે લેખા નહીં ને પાર વિનાની પુંજી (૨)
ેવું હોયતો હોરી લેજો કસ્તુરી છે સોંગી-સંતો૦
ાવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ (૨)
ીમાં ચતુર્ભુજ લખીયા નરસિંહાનું ામ–સંતો૦

૨

ભાવે ભજતાં તે ત્રિભોવનનાથ, શરમ તેમાં શાની કરવીરે.
વ્હાલો રીઝવતાં વિશ્વનાથ, શરમ તેમાં શાની કરવીરે.
સેવે બુઢ્ઢા બાળાને જેને જુવાન, શરમ તેમાં શાની કરવીરે.
ધનવાન અને વિદ્વાન, શરમ તેમાં શાની કરવીરે.
ભજી ગયા છે જેને મોટા ભૂપ, શરમ તેમાં શાની કરવીરે.
ધ્રુવ પ્રહ્લાદ રાજાના પુત્ર, શરમ તેમાં શાની કરવીરે.
ઓધવ અર્જુનને અંબરીખ, શરમ તેમાં શાની કરવીરે.
રાજા ખટ્વાંગ જનક પરીખ, શરમ તેમાં શાની કરવીરે.
તજ્યું ભરતે જેને માટે રાજ, શરમ તેમાં શાની કરવીરે.
મીરાંબાઇએ ન રાખીછે લાજ, શરમ તેમાં શાની કરવીરે.
કર જોડી કહે દાસોના દાસ, શરમ તેમાં શાની કરવીરે.
અંતે જાવુંછે પ્રભુજીની પાસ, શરમ તેમાં શાની કરવીરે.
કહેછે જાદવ નથી બુરૂં કામ, શરમ તેમાં શાની કરવીરે.
ભાવે ભજતાં તે શ્રી ભગવાન, શરમ તેમાં શાની કરવીરે.

૩

હરિ ભજ્યાનું ટાણું આછે રામ ભજ્યાનું ટાણું;
આછે કૃષ્ણ ભજ્યાનું ટાણું,

ભુલ્યા શિદ ભમોછોરે, આ છે હરિ ભજ્યાનું ટાણું.
હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસે છે નાણું;
વહાલા શું બેસે છે નાણું:
સમી સાંજના સુઇ રહ્યાછો, હમણા વહાશે વ્હાણું—ભુલ્યા.
ઠાલે રે ઠાલે ભરીયે ભરીયે, માયા મોટું માણું;
વહાલા માયા મોટું માણું:
ઓચિંતો આવીને પકડશે, પડ્યું રહેશે કરિયાણું—ભુલ્યા.
માથે આવ્યું નહીં મટે વહાલા, ઘુંઘટમાં ઘેરાણું;
વહાલા ઘુંઘટમાં ઘેરાણું:
બળ કરી બોલાશે નહીં, જ્યારે બેઠું જમનું થાણું—ભુલ્યા.
દીધાવિના ક્યાંથી પામો, વહાલા એ વાતો હું જાણું;
વહાલા એ વાતો હું જાણું:
ગોવિંદરામ કહે અહીંયાનસમર્યા, ઉવાંનથી ઠેકાણું—ભુલ્યા.

૪

હરિ ભજીયે તો આવે સુખની લહેરજો;
આ દુર્લભ મનુષ્યા દેહનો લહાવો લીજીયે. (ટેક)

ક્યાં થકી આવ્યો ને જીવ તારે ક્યાં જવું,
બોલ વિચારી જો ઠરવાનો ઠામજો;
આ જુઠા જગત સાથે ઝગડો નવ કીજીયે,
અંતે સાચો બોલી સીતારામ જો—આ દુર્લભ૦
આ મનુષ્યા દેહ પામ્યોરે મોંઘા મુલ્યની,
કોટી જન્મના પુણ્ય તણો નહીં પારજો;
આ શીશ ને સાટેરે એ માગી નહીં મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો—આ દુર્લભ૦
વૃજવાસી ગોપીયે લહાવો લૂંટીયો,
મુકી દીધી કાંઇ માત પિતા કુળ લાજ જો;
સાચું તે સગપણ રે શામળીયા તણું,
સરીયા સરીયા એ વનિતાના કાજ જો—આ દુર્લભ૦
આ તન મન ધન જોબનરે રંગ પતંગનો,
આજોને જોતામાં વણસી જાય જો;
અંતરમાં ઓળખીસે આતમ રામને,
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાયજો—આ દુર્લભ૦

૫

ચેત! પ્રાણીઆ નરકની વાટે જાવું (ટેક)
નરકની વાટે જાવું, ઘણું રહેશે તારે પસ્તાવું રે—ચેત!

રૂડી દેહ મનુષ્યની તું પામ્યો, ખુબ પૈસે ટકેથી જામ્યો;
ઘડી સત્સંગમાં ન વિરામ્યો રે—ચેત !
સંતસાધુનેપ્રેમથીનપોખ્યા, અન્નવસ્ત્રઆપીનસંતોખ્યા;
શેર લોટ ન કોઈના જોખ્યા રે—ચેત !
ઘરમમુકીઅધર્મમાંચાલ્યો,શુદ્ધવેદવિહિત ધર્મને નઝાલ્યો;
અહોનિશ અહંકારમાં માલ્યો રે—ચેત !
બોધસદ્દગુરૂસંતનોનલાગ્યો,મૂર્ખમાયાનામોહથીનજાગ્યો;
ધકકો ઓચિંતો કાળનો લાગ્યો રે—ચેત !
હામ મનનીતેરહીગઇમનમાં,કાળઆવી પુગ્યો જોબનમાં;
સોડ તાણી સુતો જઈ વનમાં રે—ચેત !
દ્રવ્ય માલ છોડી ગયો ખાલી, કામ નાવી તે ઠકરાઈ ઠાલી;
જમ આગળ જુગતી ન ચાલી રે—ચેત !
દારા,સુત,વિત્ત,કામકોઇનાવ્યાં,તનેવોળાવીસૌઘેર આવ્યા;
તારા નામના જમણ મચાવ્યાં રે—ચેત !
ધર્મરાય તને પૂછશે ત્યાંઇ, જન્મ ધારી કરી શું કમાઇ;
ત્યારે ઉતર આપીશ શું ભાઈ રે ?—ચેત !
નર્ક દુ:ખ તેમણું નવ જાયે,મારે જમતે માર નખમાયે;
રોમ રોમ અતિવેદના થાએ રે—ચેત !

અરૂપભગવાનનેનજાણ્યા, પોતેબ્રહ્મઆનંદમાંનમાણ્યા;
પૂર વહેતામાં જાય તે તણાણા રે—ચેત !

## ૬

સ્થિર કરીને કોઈ આ ઠામ, રે નથી રહેવાનું;
કરી લ્યો કાંઈ રૂડું કામ, રહેશે કહેવાનું. (ટેક)
વિક્રમ, સરખા વીર ગયાને, ભૂપ ગયો વળી ભોજ રે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ—રે નથી.
મોતીશા મુંબઈમાં મોટા, સરસ હતો સાહુકાર રે;
નામ ગયુંને, ઠામ ગયું વળી, ગયા ગરથ ભંડાર—રે નથી.
હેમાભાઈ હયાત હતાને, શેઠ હતા હઠીસંગ રે;
તે પણ દુનિયા તજી ગયાને, મનમાં રહ્યો ઉમંગ—રે નથી.
પડયું રહેનારું પૃથ્વીમાં, અગણિત આડે આંક રે;
સમજી લેજો કંઈ પણ સાથે, નહીં આવે નવટાંક—રે નથી.
આરંભેલા અધુરાં રહેશે, કાંઈક જગતમાં કામ રે;
તરત અજાણ્યું તેડું આવે, તજીને જવું તમામ—રે નથી.
લાચારોની આશિષ લેજો, નિર્મળ કરજો નામ રે;
સમજો તો સારી શીખામણ, કહે છે દલપતરામ—રે નથી.

૭

તારા મનમાં જાણે છે મરવું નથીરે,
એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભુલી ગયો ભગવાનને રે. (ટેક)
ધન દોલત નારીને ઘણા દીકરારે, (૨)
ખેતિવાડી ઘોડાને દરબાર—તેમાં૦
મેડી મંદીર ઝરૂખાને માળિયારે, (૨)
સુખદાયક સુંદર સેજ—તેમાં૦
ગાદિ તકિયાને ગાલ મશુરિયારે, (૨)
અતિ આડ કરે છે એજ—તેમાં૦
નીચી ખાંધ કરી નમતો નથીરે, (૨)
એવું સાધુ સંગાથે અભિમાન—તેમાં૦
મરઆળી મોહનજીની મૂર્તિરે, (૨)
તેનિ સાથે ન લાગેલ તાન—તેમાં૦
પાપ અનેક જનમનાં આવી મળ્યારે, (૨)
તારિ મતિ મલિન થઇ મંદ—તેમાં૦
દેવાનંદના વહાલાને વિસરી ગયોરે, (૨)
તારે પડ્યો ગળે જેમ ફંદ—તેમાં૦

૮

તારે માથે નગારાં વાગે મોતનાંરે,
નથી એક ઘડીનો નિરધાર;
તોય જાણ્યા નહીં જગદીશનેરે (ટેક)
મોટા મેલીને રાજ મરી ગયારે, (૨)
જોને જાતાં ન લાગી વાર—તોય૦
તારૂં જોબન ગયું જખ મારતુંરે, (૨)
માથે કાળા મટી ગયા કેશ—તોય૦
અંત કાળે લેવાને જમ આવિયારે, (૨)
તેનો ભાળી ભયંકર વેશ—તોય૦
રોમ કોટી વીંછુ તણી વેદનારે (૨)
દુઃખ પામ્યો તું દૈવના ચોર—તોય૦
સગા સ્વાર્થી મળ્યાં સૌ લુટવારે (૨)
તેનું જરાએ ન ચાલે જોર—તોય૦
જીભ ટુંકી પડીને તુટી નાડિયોરે (૨)
થયું દેહ તજ્યાનું તત્કાળ—તોય૦
દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથનેરે (૨)
મળ્યો મનુષ્યનો દેહ વિશાળ—તોય૦

૯

કઠણ ચોટ છે કાળનીરે, મરણ મોટેરો માર રે;
કઈક રાજાને કઈક રાણીઆ, હાંરે મેલી ચાલ્યા સંસાર રે;
હેતે હરિ રસ પીજીએ.
સંસાર ધુમાડાના બાચકારે, સાથે આવે ન કોઈ રે;
રંગ પતંગનો ઉડી જશે, હાંરે જેમ આંકડાનો થોર રે–હેતે૰
કેના છોરૂ ને કેના વાછરૂ રે, કેના માયને બાપ રે;
અંતકાળે જાવું એકલું, હાંરે સાથે પુણ્યને પાપ રે–હેતે૰
માળી વીણે રૂડા ફુલડાંરે, કળીયો કરે છે વિચાર રે;
આજનોદિન રળીયામણોહાંરેકાલેઆપણશિરઘાતરે-હેતે૰
જાયા તેતો સર્વે જશેરે, નથી કાયા રહેનાર રે;
મરનારાનેતમેશું રૂઓ! હાંરે રોનારનથી રહેનારરે–હેતે૰
દાસ ધીરો રમે રંગમાં રે, રમે દીવસને રાત રે;
હું મારૂં મીથ્યા કરો, રમો પ્રભુ સંગાથ રે–હેતે૰

૧૦

હરિ ભકિત કરનારે, પલકમેં હોવેગા મરના;
પલકમેં હોવેગા મરના:
અહો હરિજન હ્રદય કમલમેં, હરિ ભકિત કરના. (ટેક)

કાકારે મામા કુટુંબ કબીલા, છોડ ચલે પ્યારે;
સમજ મન છોડ ચલે પ્યારે:
સ્વપનેમેં જો સૃષ્ટિ હોતી, એસા જગ સારે;
એસા જગ સારે રે—સમજ મન એસા૦-સ્વપ્નેમેં૦-
ધામ, ધરા, ધન, માલ ખજાના, આખર નહીં અપના;
સમજ મન આખર નહીં અપના:
એક દિન સબ છોડકે જાના મટીમેં ખપના;
મટીમેં ખપના રે—સમજ મન મટીમેં૦—એક દિન૦—
કામ, ક્રોધ, મદ, લોભ ન રખના કરના સુકૃતકું;
સમજ મન કરના સુકૃતકું:
એક નિરંજન નામ સમરના, ભવજલ તરનેકું;
ભવજલ તરનેકું રે—સમજ મન ભવ૦—એક નિરંજન૦—
જુઠ જગતકી છોડ વાસના જા સદ્ગુરૂ ચરના;
સમજ મન જા સદ્ગુરૂ ચરના:
અહો હરિજન હૃદય કમલમેં હરિભક્તિ કરના;
હરિ ભક્તિ કરનાં રે પલકમેં હોવેગા મરના—અહો૦

## ૧૧

સભી જાન જગત વહેવાર, રેનકા સપના,
તુમ કાયકું કહત હો યાર ભુલ કર અપના. (ટેક)
નિજ માત તાત દારા સુત ભગિની ભ્રાતા,
એ સભી સ્વારથ જાન પરસ્પર નાતા—સભી૦
એક રામ ભજન બીન ઓર નહીં નિરતારા,
ગુરૂ ગ્નાન ગ્રહો તુમ ઉતરો ભવજલ પારા—સભી૦
શિર કાલ અચાનક ખબર નહીં એક પલકી,
ક્યા કરતે હો અભિમાન આશ નહીં કલકી—સભી૦

## ૧૨

જ્યાં લગી આત્મા અંગમાંછે, ત્યાં લગીહરિહરિતુંકહે (ટેક)
હાલતા હરિને ચાલતા હરિને, બેસતા હરિતું કહે (૨)
સુતાપહેલાંજે સ્મર્ણકરે ભાઇ, તેનીબોલોજયજય-જ્યાં૦
લીધા સરીખું નામ હરિનું, લઇ શકે તો લે (૨)
દીધા સરીખું દાન છે અન્નનું, દઇ શકે તો દે—જ્યાં૦
આરે સંસારીયો સર્વે ખોટો ને, સાચી વસ્તુ બે (૨)
એકતોપુણ્યબીજુંહરિભજનભાઇ, જીવડાસમજીલે—જ્યાં૦

દૃષ્ટ પદાર્થ સર્વ ખોટો ને, આત્મા અખંડ છે (૨)
કીડીથકી તે કુંજર લગણુ ભાઈ, કાળચક્રનોભય-જ્યાં૦
એકદિનઆંગણેદીવાવીવાહનેવળી,ઢોલશરણાઇવાગે( ૨ )
કહેજીવણએવોએકદિનઆવશે, સમશાનો ધણશે-જ્યાં૦

૧૩

દેવોને છે દુર્લભ એવો મનુષ્યા દેહ આ મળીયો;
તોય હજી હરિ ભક્તિમાં નથી ચિત્ત તમારો ચડિયો-ટેક
ચેતો નહીંતો મહા દુઃખ થાશે, ચોરાશીમાં જાતા;
તે કરતા શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા.
હરિ ભક્તિ ભૂલ્યાં તો અંતે, શ્વાન સુકર થઇ ભમશો;
રોમ રોમ નરકોમાં પડીને, ખુબ પીડા ત્યાં ખમશો.
ત્યાં વળી ઘુમ બરાડા દેશો, જમની મારો ખાતા;
તે કરતા શુ દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા.
હરિ ભક્તિ ભુલ્યા તો અંતે, ખાવી પડશે એઠ;
વળી રાત દિન ભમવું પડશે, પુરૂં કરવા પેટ.
હડ હડ થઇ જન્મારો જાશે, લાત લાકડી ખાતા;
તે કરતા શું દુઃખ ઘણું છે,ઘરમાં ગોવિંદ ગાતા—દેવોને.

## ૧૪

નારાયણનું નામ લેને તું પ્રાણીરે
બદ્રિનાથ પ્રગટ જુગ જાણી—( ટેક )
ગર્ભવાસે રક્ષા કીધી તારીરે
લીધો જઠરા અગ્નિથી ઉગારીરે
તેને કેમ મેલ્યો છે વિસારી—નારાયણ૦
નરદેહ દીધો તને નાથેરે
ધન હોયતો વાવર તારે હાથેરે
પડયું રહેશે કોડી નાવે સાથે—નારાયણ૦
વણ સમજે કહે મારૂં મારૂંરે
ધન કાજ ફરે તન બારૂંરે
તારા હાથે નથી ધન તારૂં—નારાયણ૦
મિથ્યા સુખમાં તે શું લપટાણોરે
લોક લાજે ગળે દીધો પાણોરે
જાયછે તૃષ્ણાના પુરમાં તણાણો—નારાયણ૦
કાયા માયા એ રીતે કાચીરે
તેના રંગમાં તે શું રહ્યા રાચીરે
બ્રહ્માનંદ કહે વાત સાચી—નારાયણ૦

## ૧૫

સુમરન બિના સુખ નહીં પાવેગા;
નહીં પાવેગા, નહીં પાવેગા (ટેક)
ભવ સાગરમેં ભટક મરેગો (૨)
જો ગુરૂ વાકય બિસારેગા—ભલા જો૦—સુમરન૦
કુંભી પાક આદિ નરકનમેં (૨)
યમ કિંકર લે જાવેગા—ભલા યમ૦—સુમરન૦
અજપા જાપ નાવ ભવજલ તેં (૨)
પલમાંહી પારપહોંચાવેગા—ભલા પલ૦—સુમરન૦
ભાવ ધરી ભજ નિર્ગુન ચૈતન્ય (૨)
ફેર જન્મ નહીં પાવેગા—ભલા ફેર૦—સુમરન૦
વિમલ વિપદ નિત્ય શ્રી સદ્ગુરૂકો (૨)
દેવકૃષ્ણ યશ ગાવેગા—ભલા દેવકૃષ્ણ૦—સુમરન૦

## ૧૬

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મ લોકમાં નાંહીરે;
પુણ્યકરી અમરાપુરી પામ્યાં,અંતે ચોરાશીમાંહીરે (ટેક)

હરિના જનતો મુકિત ન માગે,જન્મો જન્મ અવતારરે;
નિત્યસેવા નિત્યકીર્તનઓછવ, નિરખવા નંદકુમારરે-ભૂ૦
ભરતખંડ ભૂતળમાં જનમી,જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન્યધન્યરે એનામાતપિતાતે, સફળ કરીએનીકાયારે-ભૂ૦
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમાસિદ્ધિઆંગણિયેરેઉભી,મુકિતછેએનીદાસીરે-ભૂ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
કંઈ એક જાણે વ્રજનીગોપી, ભણે નરસૈયો ભોગીરે-ભૂ૦

## ૧૭

ભકિત મહા બળવંતીરે,વહાલો વશ થઇ આવે ઘેર (ટેક)
ભકિતને વશ થઇને વહાલો, વસિયા ગોકુળ ગામ,
આહીરડાને લાડ લડાવ્યા, એવા સુંદર શ્યામ-ભકિત.
વેદ પુરાણ પોકારે હરિનું, પતિત પાવન નામ,
એ પાંડવની સાથે રહીને, સઘળાં કીધાં કામ-ભકિત.
અમરીખને હેતે અવતરિયા, ભકતન કેરે ઘેર,
રઘુનાથ કે પાળ્યા કેરી, એ પૂરવની પેર-ભકિત.

૧૮

જેને ન કીયો સત્સંગ જનમ ધરી,
જેને ન કીયો સત્સંગરે. (ટેક)
તાકો કેવલ પશુ કરી માનો, (૨)
જદપી મનુષ્યકો અંગરે (૨)—જેને૦

કા ભયો પાટ પીતાંબર પહેરણુ,
ચ્હડવે હસ્તી તુરંગરે;
તામેં કા બડાઈ પાયો, (૨)
ફુલ્યો હ્રદય ઉમંગરે (૨)—જેને૦

આહાર નિદ્રા ભય કરતોરે મૈથુન
લાગો વિષયકો રંગરે; (૨)
ચેતત નાહીં બડો હે મુરખ, (૨)
કાલ કરેગો ભંગરે (૨)—જેને૦

નિર્મળ ચિત્ત કરી કબહું ન નાયો
સંત સ્વરૂપી ગંગરે; (૨)
કહે દેવો કેસે કરી પાવે, (૨)
પુરણ પદ અભંગરે (૨)—જેને૦

## ૧૯

સુખ કહ્યું ન જાય સત્સંગનું રે;
આંઠે અંગમાં આનંદ થાય–સુખ૦
અડસઠ તીરથ એને સૌ આંગણે રે,
સતસંગેથી ભેળાં થાય–સુખ૦
એ સુખ ઇંદ્રના લોકથી અધિક છે રે,
વૈકુંઠેથી વધતું જાય–સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણું રે,
એતો વેદ પુરાણે વંચાય–સુખ૦
મેતો નરસિંહ એમાં તો એમ ભણે રે,
એતો ઓળખાવે અવિનાશ–સુખ૦

## ૨૦

સંતનકે સંગ લાગ રે, તેરી આછી બનેગી ( ટેક )
હંસનકીગતિહંસહી જાને,કોઇનજાને કાગરે–તેરી–સંત.
સંતનકોસંગપૂર્ણકમાઇ,હોઇબિડોતેરોભાગરે–તેરી–સંત.
ધ્રૂકીબનીપ્રહ્લાદકીબનગઇ, હરીસમરનવૈરાગરે–તેરી-સંત.
કહતકબીરસુનોભાઇસાધુ,રામભજનકોલાગરે–તેરી-સંત.

## ૨૧

સાધુતે જનનો સંગ, બાઇ મારે ભાગ્યે મળ્યો છે;
મોટા પુરૂષનો સંગ, બાઇ મારે ભાગ્યે મળ્યો છે. (ટેક)
મોટા પુરૂષના દર્શન કરતાં, (૨)
ચડે છે ચોગણો રંગ—બાઇ૦
અડસઠ તિરથ મારા સંતને ચરણે, (૨)
કોટી કાશીને કોટી ગંગ—બાઇ૦
દુરીજન લોકનો સંગ ન કરીએ, (૨)
પાડે ભજનમાં ભંગ—બાઇ૦
નિંદાના કરતલ નરકેરે જાશે, (૨)
ભોગવશે થઇ ભોરિંગ—બાઇ૦
મીરાં કહેરે બાઇ સંત ચરણરજ, (૨)
ઉડીને લાગો મારે અંગ—બાઇ૦

## ૨૨

મુંને ઘડી નથી વિસરતા રામ,હરિવર સંકટ હર્તા (ટેક)
વહાલાજી મારા કરપર ગોવર્ધન ધાર્યો (૨)
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ—હરિવર૦

વહાલાજી મારા કાળીનાગે તે ફંદ કીધો (૨)
લટકાળે નાથી દીધો રામ–હરિવર૦
વહાલાજી મારા કંસ હતો બહુ અહંકારી (૨)
મોહનજીએ નાંખ્યો મારી રામ–હરિવર૦
વહાલાજી મારા મુષ્ટિક તંદુલ સુદામાના લીધા (૨)
એના મહેલ કનકના કીધા રામ–હરિવર૦
વહાલાજી મારા કુબજાનું ચંદન લીધું (૨)
એને રૂપ અનુપમ દીધું રામ–હરિવર૦
વહાલાજી મારા પંચાળી સભામાં પોકારે (૨)
ચીર પુર્યા પુર્ણ મુરારિ રામ–હરિવર૦
વહાલાજી મારા ભવરે સાગરના છો ત્રાતા (૨)
પીંગળના પ્રાણજ પ્યારા રામ–હરિવર૦

૨૩

દીનનો દયાળ છોડી કોને શરણ જાવું
કોને શરણ જાવું પ્રભુ કોને શરણ જાવું (ટેક)
માત તાત જાણી પ્રભુ ચરણ પ્રત્યે ધાવું (૨)
પામીને પ્રસાદ પુર્ણ (૨) કૃતકૃતાર્થ થાવું,
પ્રભુ કૃતકૃતાર્થ થાવું–દીનનો૦

નીતિ ભક્તિ રૂપી પુણ્ય તીર્થમાં હું ન્હાવું (૨)
પરમ ઇષ્ટ બ્રહ્મની હું (૨) સ્તુતિ ગુણ ગાવું,
પ્રભુ સ્તુતિ ગુણ ગાવું—દીનનો૦
પ્રભુ કૃપા નિધાનની હું પુર્ણ કૃપા ચ્હાવું, (૨)
સંકટ સમય નાથ (૨) પલ્લવ હું સ્હાવું,
પ્રભુ પલ્લવ હું સ્હાવું—દીનનો૦
નમી નમી પરાત્પરા હું શરણ તારે આવું (૨)
પ્રેમ પુષ્પ અંજલી હું (૨) પ્રભુપદે વધાવું,
પ્રભુ પ્રભુ પદે વધાવું—દીનનો૦

૨૪

દુસરો કોન સુખદાઇ શ્યામ બિના.
દુસરો કોન સુખદાઇ રે. (ટેક)
ધીરજતા ધ્રુવકી ઉરલાઇ, અવિચળ પદ દિયો આઇરે;
ઝુંડે જબહીં પકડયો ગજકું, છિનમેં લિયો છોડાઇરે—દુ૦
પ્રહ્લાદકી અતિ પીડા પિછાની, પ્રગટ ભએ થંભમાંહીરે,
હિરણ્યકશ્યપુ માર્યો હરિએ, નરસિંહ રૂપ બનાઇરે—દુ૦
પાંડવકું લાખા ગૃહમેંસે, જાકે લીયો બચાઇરે;
પાંચાળી કે ચીર પુરનકું, ધીર તજી આપ ધાઇરે—દુ૦

જહાં જહાં ભીડ પડત ભકતનકું. તહાં તહાં હોત સહાઇરે;
દયાનંદકો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લાઇ રે-દુ૦

## ૨૫

એહી હમારે શ્રી નાથજી ( ટેક )
વહાલો ભવ તારણ હાર-જુગ તારણ હાર-એહી૦
દેવ ન જાચું દુસરો રે, મન કિયો રે વિચાર,
દેવ ન જાચું દુસરો-હાંરે મન કિયો રે-એહી૦
જપ તપ તીરથ કૌન કરે રે, જપતપ તીરથ અપાર,
જપ તપ તીરથ કોન કરે-હાંરે જપ તપ-એહી૦
શોચ સમય શાંતિ ભર્યો રે, મન માન્યો રે મુરાર,
દોઉ અક્ષર સુરદાસ કહે, યેહીસબ સારમેંસાર (૨)-એહી૦

## ૨૬

હમ સાકાર ઉપાસીવે, સબ ગોકુલકે બાસીવે (ટેક)
ઉદ્ધવ તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુન હીને;
પ્રેમી જનકા પંથ નહીં હમ શુષ્ક જ્ઞાની તુમ ચિન્હે-હમ.
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે;
નિર્ગુન બ્રહ્મ સો ધામહે ઉનકા, સમઝતસમઝનહારે-હમ.

જગકર્તાકું રૂપ નહીં તો, જગકું કાંહાંતે આયા;
કારન જેસા કારજ હોવે, ન્યાય શાસ્ત્રમેં ગાયા—હમ.
ઐશ્વર્યાદિ ષટ્ ગુન સંયુકત, નિર્ગુન કેસે કહીએ;
અજાત્રિગુનપર શુદ્ધસત્યહરિનિરખતસબસુખ લેયે—હમ.
ભકત નેત્ર ભૂષણ સદા રાધાવર શ્રી કુંજ બિહારી;
દાસ દયાકે પ્રાણજીવન ધન, શ્રી ગોવર્ધન ધારી—હમ.

૨૭

ઐસા દેશ હમારા સાધો ઐસા દેશ હમારા હે (ટેક)
અલખ અચિંત્ય અરૂપ અનામી,
ગુણ અવગુણ તેં ન્યારા હે—ઐસા૦
અમર અગાધ અનંત અનાદિ,
અચલ અખંડ અપારા હે—ઐસા૦
સત્ ચિત્ આનંદ પરમ મનોહર,
સબ જીવનકા પ્યારા હે—ઐસા૦
મનસે પરે બુદ્ધિસે બાહેર,
નિર્ભય રામ બિચારા હે—ઐસા૦
કહત કબીરા સુન ભાઇ સાધો,
એ પ્રભુ હમ નિરધારા હે—ઐસા૦

## ૨૮

કાહે ન મંગલ ગાવે યશોદા મૈયા,
કાહે ન મંગલ ગાવે. (ટેક)

પુરણ બ્રહ્મ સકલ અવિનાશી, (૨)
સો તેરી ધેનુ ચરાવે—યશોદા૦
કોટિ કોટિ બ્રહ્માંડ કે ભર્તા, (૨)
જપ તપ ધ્યાને ન આવે;
ન જાનું યહ કૌન પુન્ય રૂપ, (૨)
જશોમતિ ગોદ ખેલાવે—-યશોદા૦
શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક, (૨)
નિગમ નેતિ યશ ગાવે;
શેષ સહસ્ત્ર મુખ રટત નિરંતર, (૨)
સો જાકો પાર ન પાવે—યશોદા૦
સુંદર બદન કમલ દલ લોચન (૨)
ગૌ ધેનુ કે સંગ આવે;
માત યશોદા કરત આરતિ, (૨)
કબીરા દર્શન પાવે—યશોદા૦

## ૨૯

ભાવે કરી ભક્તો તમે હરિગુણ ગાઓ,
હરિગુણ ગાઓને લીઓરે આ લ્હાવો-ભાવે૦
ઇશ્વરમાં રાખી આશ, વેદમાં ધરી વિશ્વાસ;
દિલથી થઇને દાસ રામને રીઝાવો-ભાવે૦
રાંક માથે રાખો રહેમ, પ્રભુ સાથે જોડો પ્રેમ;
નીતિ તણા નેમ તેમાં ચિત્ત ન ચુકાવો-ભાવે૦

## ૩૦

ભાવથી પ્રભુ ભજો, પ્રભુ ભજો (૨)
તમે તરકટ કરવાં તજોરે—ભાવથી૦
હાંરે દયા દિલમાં રાખજો દહાડીરે (૨)
તેથી અતિસુખ પામશો અગાડીરે—ભાવથી૦
હાંરે કોઈ પારકા સંકટ કાપોરે (૨)
ભાવી ભુખ્યાને ભોજન આપોરે—ભાવથી૦
હાંરે જે જે દીસે છે તે છે જવાનુંરે (૨)
એમાં કંઈ નથી રહેવાનુંરે--ભાવથી૦

હાંરે જ્યારે આવશે વેળા છેલીરે (૨)
ત્યારે પ્રભુ વિના નથી બેલીરે—ભાવથી૦
હાંરે એમ કહ્યું છે દલપતરામેરે (૨)
પ્રભુ ભજે તે અતિ સુખ પામેરે—ભાવથી૦

## ૩૧

સુખછે તમારા શરણુમાં હો શામળીયાજી,
એ મારા ગુરૂએ કહ્યું કરણુમાં હો શામળીયાજી. (ટેક)
જપ તપ તીરથ ચારે પદારથ, (૨)
એ મારા ગુરૂજીના ચરણમાં-હો શામળીયાજી—સુખ છે.
પ્રેમે કરીને મારે મંદીરે પધારો વહાલા, (૨)
ન જોશો જાત કુળ વરણુમાં—હો શામળીયાજી—સુખ છે.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વહાલા, (૨)
આડે આવજોમારા મરણુમાં- હો શામળીયાજી—સુખ છે.

## ૩૨

રામ સભામાં અમે રમવાને ગ્યાતા, (૨)
પસલી ભરીને રસ પાયો હરિનો રસ પુરણ પાયો (ટેક)

પહેલો પ્યાલો મારા સદ્‌ગુરૂએ પાયો, ( ૨ )
બીજે પ્યાલે થઇ છું ઘેલી—હરિને રસ૦

ત્રીજે પ્યાલો મારી રોમે રોમે વ્યાપ્યો, ( ૨ )
ચોથે પ્યાલે થઇ છું ઘેલી—હરિને રસ૦

રસ બસ થઈછું રંગ રસીયાની સાથે ( ૨ )
વાત ન સુઝે બીજી વાટે—હરિનો રસ૦

મોટા જોગેશ્વર જેને સ્વપ્ને ન આવે ( ૨ )
તે મારા મંદીરીયામાં મ્હાલે—હરિનો રસ૦

અખંડ હેવાતણ મારા સદ્‌ગુરૂએ દીધા ( ૨ )
અખંડ સૌભાગી અમને કીધા—હરિનો રસ૦

ભલે મળ્યા રે મહેતા નરસિંહના સ્વામી ( ૨ )
દાસી પરમ સુખ પામી—હરિનો રસ૦

૩૩

સદ્‌ગુરના તે શબ્દ વિચારતાં ( ૨ )
મટે માયા મોહ વિકાર—હરિરસ માણીયે.

બાળી ભસ્મ કરે કરે બીજી વાસના, ( ૨ )
ઉર પ્રગટે પ્રેમ અપાર—હરિરસ૦

એવો અજર અમી રસ જે પીયે, ( ૨ )
તેહના નેણા વેણા પલટાય—હરિરસ૦

લાગી બ્રહ્મ ખુમારી ન ઉતરે, ( ૨ )
સુખ મુખે કહ્યું નવ જાય—હરિરસ૦

તેને સંભવ નથી રે શરીરનો, ( ૨ )
થયો આતમ દષ્ટે ઉઘાડ—હરિરસ૦

મરજીવો થઇ હરિને મળે, ( ૨ )
ગળે ગ્નાન હિમાળે હાડ—હરિરસ૦

બ્રહ્મ ગ્નાને ગગનવત થઇ રહે, ( ૨ )
જ્યમ કુંભ મહા જળ માંહે—હરિરસ

કૃષ્ણ પોતામાં પોતે શ્રીકૃષ્ણમાં, ( ૨ )
કૃષ્ણ વિના ન દિસે કાંઇ—હરિરસ૦

જઇ સરિતા સાગરમાં ભળે, ( ૨ )
તેહનું નામ નહી ટળી જાય—હરિરસ૦

કહે પ્રીતમ સદ્‌ગુરૂ સેવતાં, ( ૨ )
ટળે અંતર એક રસ થાય--હરિરસ૦

## ૩૪

સુરતા લાગીરે તેની ભ્રમણાઓ
ભાગી જેને સુરતારે લાગી.
સુરતા લાગીરે એક સંત પ્રહ્લાદને, ( ૨ )
તાતનો ત્રાસ જેણે હૃદયે નવ ધરીયો-જેને૦
નટેરે ખેલ રચ્યોરે ચોગાનમાં ( ૨ )
દોર વિનાનું બિજું અવર નવ દેખે-જેને૦
પતંગને દીપક સાથે સ્નેહ બંધાણો ( ૨ )
તન મન અર્પી જેણે દેહ દમીછે-જેને૦
મચ્છને જળની સાથે પ્રીત બંધાણી ( ૨ )
મરતાં લગી તેની ઇચ્છા નવ ત્યાગી-જેને૦
મરજીવા સંત જેણે મન વશ કીધાં, ( ૨ )
પેસી સાગરમાં મોતી વીણીને લીધાં જેને૦
ભક્તિનો મારગ એવોરે કહીયે, ( ૨ )
પ્રીતમના સ્વામી તેના [illegible]વામાં [illegible]-જેને૦

૫૬.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ,
સૌનું કરો કલ્યાણ (ટેક.)
નરનારી પશુ પક્ષીની સાથે,
જીવ જંતુનું તમામ-દયાળુ.
જગના વાસીઓ સૌ સુખ ભોગવે,
આનંદે રહી આઠો જામ-દયાળુ.
દુનિયામાં દરદ દુકાળ પડે નહીં;
લડે નહીં કોઇ ગામ-દયાળુ.
સર્વે જગે સુખકારી વધેને,
વળી વધે ધનધાન્ય-દયાળુ.
કોઇ કોઇનું બુરૂં નવ ઇચ્છે,
સૌનું ઇચ્છે સૌ સમાન-દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે,
સર્વ ભજે ભગવાન-દયાળુ.

नारायण. नारायण. नारायण.

આ ભજનસાગર મળવાના ઠેકાણ

(૧) શા૦ મણીલાલ વિઠલ
બહારકોટ છીપીચાલી ઠા૦
તમ લક્ષ્મીદાસના માળામાં.

(૨) હરિલાલ છોટાલાલ ર
બહારકોટ કાવેલ શા૦ રણછોડ
અંમથાના માળામાં. મુંબઇ.

---



નં૦

જુબેન્થર પ્રીટીંગ પ્રેસ.